

# ભજનાવલિ

( તરંગ ૧ )

જીવન ધર્મના આદેશ બધા ઝીલીયે રે
બહુ ઊંઘ્યા હવે તો જરા જાગીયે રે.


યોજક : સ્વામીશ્રી ૧૦૮ પરમાનંદજી



પ્રકાશક : શ્રી સાંઢાસાલ ધર્મસેવા મંડળ
મુ. સાંઢાસાલ

પ્રત ૧૦૦૦ ] : અમૂલ્ય : [ સંવત ૧૯[illegible]

વેદાન્ત સમાજ, બાકરોલ
( વાયા આણંદ )

॥ ॐ ॥

# ભજનાવલિ

## તરંગ ૧

## પ્રાર્થના મંત્રો

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

જેની કૃપા મુંગા માણસને વાચાળ કરે છે અને પાંગળાંને પર્વત ઉલ્લંઘાવે છે; તે પરમાનંદ માધવને હું વંદન કરૂં છું.

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैःस्तवै
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यनावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवायतस्मैनमः ॥

બ્રહ્મા, વરૂણ, ઇન્દ્ર, રૂદ્ર અને મરૂત વગેરે દેવતાઓની જેમની દિવ્ય સ્તોત્રો વડે સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ ક્રમ અને ઉપનિષદો સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે, ધ્યાનમાં સ્થિર થયેલા યોગી ચિત્ત વડે જેમનાં દર્શન કરે છે અને દેવો તથા અસુરો જેમના પારને પામી શકતા નથીઃ એવા પરમાત્માને અનેકાનેક પ્રણામ હો.

नमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्व लोकाश्रयाय ।
नमोऽद्वैततत्त्वाय मुक्ति प्रदाय
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय ॥

જગતના કારણરૂપ અને સત્‌સ્વરૂપ હે પરમેશ્વર! તને નમસ્કાર. મુક્તિ આપનાર અદ્વૈત તત્ત્વ, તને નમસ્કાર, શાશ્વત અને સર્વવ્યાપી બ્રહ્મને નમસ્કાર.

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यम्
त्वमेकं जगत्पालकं स्वप्रकाशम् ।
त्वमेकं जगत्कर्तृ पातृ प्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ॥

તુંજ એક શરણરૂપ છે, આશ્રયનું સ્થાન છે, તુંજ વરવા લાયક છે, તુંજ એક જગતનો પાલણહાર અને પોતાના પ્રકાશથીજ પ્રકાશ માને છે, તુંજ એક આ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર પાલન કરનાર અને સંહારક છે, અને તુંજ એક નિશ્ચલ અને નિર્વિકલ્પ છે.

भयानां भयं भीषणं भीषणानाम्
गतिः प्राणिनां पावनं पावनानाम् ।
महोच्चैः पदानां नियन्तृ त्वमेकम्
परेषां परं रक्षणं रक्षणानाम् ॥

તું ભયોને ભય છે, ભયંકરમાં ભયંકર છે, તું પ્રાણીઓની ગતિ છે, અને પવિત્ર વસ્તુઓને પણ પવિત્ર કરનારૂ તુંજ છે શ્રેષ્ટ સ્થાનોનો તુજ નિયમન કરનાર છે, તું પરથી પણ પર છે અને રક્ષણ કરનારનું પણ રક્ષણ કરનાર તુંજ છે.

वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वा जगत्साक्षिरुपं नमामः ।
सदेकं निधानं निरालंबमीशं
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥

અમે તારૂં સ્મરણ કરીએ છીએ, અમે તને ભજીએ છીએ, જગતના સાક્ષીરૂપ તને અમે નમીએ છીએ, સત્સ્વરૂપ, એક માત્ર નિધાન અને કશાનો આધાર ન લેનાર એવા, આ ભવસાગરમાં વહાણરૂપ ઇશ્વરને અમે શરણ જઇએ છીએ.

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधुश्च सखा त्वमेव
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव ॥

હે દેવના દેવ! તુંજ મારી માતા છે. તુંજ પિતા છે, તુંજ સગો ને તુંજ મિત્ર છે. વિદ્યા પણ તુંજ છે ને દ્રવ્ય પણ તુંજ છે. તુંજ મારૂ સર્વસ્વ છે.

करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराधम् ।

विहितमविहितं वा सर्वमेतत् क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ॥

હાથ વડે કે પગ વડે, વાણીથી કે શરીરથી, કાનથી કે આંખથી હું જે કંઇ અપરાધ કરૂં, તે કર્મથી ઉત્પન્ન થયેલો હોય કે માત્ર માનસિક હોય, અમુક કર્યું તેથી હોય કે અમુક ન કર્યું તે કારણે હોય, હે દયાસાગર કલ્યાણકારી મહાદેવ, તે બધાની મને ક્ષમા કર. તારો જયજયકાર થાઓ.

ભજનની ધુન

ગોવિન્દ ગોવિન્દ ગોવિન્દ બોલો રે:
માન અને મોટાઇના પડદા અંતરથી ખોલો રે:
ગોવિન્દ ગોવિન્દ ગોવિન્દ બોલો રે.

રામ રામ રામા રે હો રામા
રામ રામ રામા રઘુપતિ રામા

જય ગોપાલા જય ગોપાલા જય ગોપાલા હરે હરે
જય ગોવિન્દા જય ગોવિન્દ જય ગોવિન્દા!
હરે હરે!.



## શ્રી સાંઢાસાલ ધર્મ સેવામંડળમાં ગવાતાં ભજનો

૧

ભજીયે ભજીયે, ભજીયે ભજીયે ગીરીવર ધા...રી,
ગીરીવર ધા...રી, મુકુન્દ મોરા...રી—ટેક

આનંદ કંદ ત્રીવિધ દુઃખ હરતા;
સુખ શાન્તિ અંતરમાં ભરતા.
ધરીયે ધરીયે, ધરીયે ધરીયે ધ્યાન મોરા...રી ૧

આવો ગીતા બંસી સુણાવો;
રસબર ભર અમ જીવન બનાવો.
નમીયે નમીયે, નમીયે નમીએ ગીરીવર ધા...રી ૨

૨

વંદન અમ ત્રિભુવન સ્વીકારશો!
અમ બુડતી નૈયાં તા...રશો: —ધ્રુવ
રિદ્ધિસિદ્ધિ નવનિધિ ના માગું:
અચળ ભક્તિ તવ ચરણે લાગું:
અમ પરે દયા વરસાવશો! —૧
આધિ વ્યાધિ ઉપાધિ ત્યાગુ:
મન બુદ્ધિ તારામાં રાખુ:
ઉર પરમાનંદ રેલાવશો! —૨

૩

ભજ રામા ભજ રામા અંતરના સ્વામી રામા!
તમે ભક્ત તણા પ્રતિ પાલક છો:
ઉત્પત્તિ સ્થિતિ સંહારક છો:
તમે ઘટ ઘટમાં વિભુ વ્યાપક છો! —ભજરામા૦
જડ સ્થાવર જંગમ ચેતનને:
કરતા પ્રકાશિત અંતરને:
અમ સ્નેહ હૃદયથી વંદન છે! —ભજરામા૦
અમ જીવનના વિશ્રામ જ છો:
અમ ધર્મોના સંચાલક છો:
અમ સેવક તણા આધાર જ છો! —ભજરામા૦

૪

મોહનજી! ગીતા બંસી સુના જા રે;
માનવ બંધ પ્યારા છુડા જા રે.

સાખી

કામ ક્રોધ મદ લોભને, આશા ઇર્ષા મૂળ,
ત્રીવિધ તાપ પ્રજાળીને, ટાળો ભવાટવાની શૂળ;
મોહનજી! ગીતા બસી સુના જા રે!
મધૂરાં અમ જીવન બના જા રે.

સાખી

આસુરી શક્તિ વધી, રજનિ તણો અંધકાર,
જ્ઞાન પ્રકાશ આપી હવે, સફળ કરો સંસાર.
મોહનજી! ગીતા બસી સૂના જા રે,
આનંદ પરમાનંદ બતા જા રે.

૫

જ્ઞાનની જ્ઞાનની જ્ઞાનની રે,
મેં તો પ્યાલી પીધી છે ગીતા જ્ઞાનની.
હાં રે મેં તો પ્યાલી પીધી છે ગીતા જ્ઞાનની,
કુંચી અંતર આરામની રે: —મે તો પ્યાલી૦
વાસનાઓ ત્યાગી, આત્મ જ્યોત જાગી,
લાગી લગન હરિનામની રે: —મેં તો૦
ભક્તિની પ્યાલી, રગેરગ વ્યાપી,
માયા છોડાવી સંસારની રે: —મેં તો૦
કામ ક્રોધ બાળ્યાં, પાપોને પ્રજાળ્યાં,
સૂરતા લાગી ઘનશ્યામની રે: —મેં તો૦

૬

ચાલો કૃષ્ણ સભામાં સ્નેહે ખેલીએ રે,
જીવન ધર્મના આદેશ બધા ઝીલીએ રે. —ટેક૦
ગીતા બંસીના મધુરનાદ સુણીએ રે,
જ્ઞાન ભક્તિથી અંતર મેલ ધોઇએ રે. ચાલો૦
જીવન પંથના અનેરા મંત્ર શીખીએ રે,
શુદ્ધપ્રેમની તાલીમ સાચી લીજીએ રે. ચાલો૦
મન, વાણીને કર્મથી સજાવીએ રે,
પ્યારા કૃષ્ણજી અંતર પધરાવીએ રે. ચાલો૦
ગીતા જ્ઞાનથી સંસાર સજાવીએ રે,
નર્કરૂપ કામ ક્રોધને હઠાવીએ રે. ચાલો૦
માન, મોહ, નિંદા ને લોભ ત્યાગીએ રે,
બહુ ઉંઘ્યા હવે તો જરા જાગીએ રે. ચાલો૦

૭

જીવનનો ધર્મ આ ગણાય શો!

કહોની સંતો! જીવનનો ધર્મ આ ગણાય શો!

હરિ નામથી આંસુડાં ક્યારે આવશે;

શુદ્ધ પ્રેમની સરિતા રેલાવશે.

પરા ભક્તિનો મર્મ સમજાવશો,

હાં રે પરાભક્તિનો મર્મ સમજાવશો;

કહોની સંતો: જીવનનો ધર્મ૦

દેહ ભાવનાથી જન્મમરણ પામીએ,

જુનું વસ્ત્ર ફેંકીને નવું ધારીએ;

એવું જન્મમરણ સમજાવશો,

કહોની સંતો: જીવનનો ધર્મ૦

૮

આવો પ્યારાઓ સ્નેહ ધરીને, કિર્તન ઉત્સવ ઉજવીએ,

નામ હરિનું ભાવે લેતાં, સ્હેજે ભવસાગર તરીએ.

પ્રભુ ગુણ ગાતાં, આંસુડાં વ્હેતાં:

મસ્ત બનીને તાપ હણીને, અંતર ઉજ્વલતા ભરીએ, ૧

પ્રેમ કરીને હરિ ભજીને:

ધર્મ પ્રચારી શાન્તિ વધારી, ભારતનો જગ જય કરીએ. ૨

૯

જય જયકાર ગજાવો પ્યારા સંતો!

અંતર આંખી કરાવો પ્યારા સંતો!

સંત સભામાં રમવાને આવ્યા;

જ્ઞાન રમત રમાવો પ્યારા સંતો: ૧

પ્રેમ સિન્ધુમાં સ્નાન કરાવી,

વૈરાગ ભસ્મ લગાવો પ્યારા સંતો: ૨

સત્ય, અહિંસા, દમ, તપ, શ્રદ્ધા,

યજ્ઞ કર્મ સમજાવો પ્યારા સંતો: ૩

નિત્ય અજન્મા શાશ્વત આત્મા,

પરમાનંદ બતાવો પ્યારા સંતો: ૪

૧૦

એવો અવસર કયારે આવશે પ્રભુ,
જંગની જંજાળો છોડાવશે પ્રભુ.
માયા છોડીને હરિ ચરણ લાગશું;
દીવ્ય ચક્ષુએ પ્રભુ દર્શ દેખશું.
અંતર ઉજ્વલતા ઉજાવશે પ્રભુ. ૧

સિન્ધુ તરંગ જયમ સમાઇ જશું;
સમાઇ જતાં સિન્ધુ રૂપ જાનશું.
આત્મા પરમાત્મા મીલાવશે પ્રભુ. ૨

અંતની સ્થિતિમાં બ્રહ્મા વિલય પામશું;
જન્મમરણ ટાળી દિવ્ય ધામમાં જશું.
અખંડ પરમાનંદ વ્યાપશે પ્રભુ. ૩

૧૧

યુમુના તીરે મધુરે સ્વરે, પ્રસરી અમીરસ બંસરી;
સમીરે ધીરે સ્વર પાથર્યાં કૈં દિવ્ય મંજુલતા ભરી.
સ્વરી મંદ મંદ નિકુંજ કુંજે, કુંજ પુષ્પ પરાગમાં;
વન વન વીંધી થૈ વ્યાપ્ત વિશ્વે, બ્રહ્મમય અનુરાગમાં.
સ્તોત્રો વહાવ્યાં વેદનાં, એ મધુર વેણું સ્યામની;
સ્વરથી કરી કીર્તિ અમર, ભૂમી ભારતીના નામની.

અમીરસ ઝરણુ એ સ્વર તણાં, જગ સ્થળ સ્થળે વ્યાપી રહ્યાં;
ઝળહળ વિમળ જ્યોતિ મદન, મોહન તણી સ્થાપી રહ્યાં.
એ નાદના પડઘા પડયા, સુર મુનિઓના ધ્યાનમાં;
ઘેલા બની વ્રજ ગોપિકા, તદ્રુપતાના તાનમાં.
વર્ષો સહસ્ર વહી જતાં, યુગ વિશ્વને વીંધી ગયા;
પણ અમર વેણું નાદના પડઘા જગે વહતા રહ્યા.
ઝરણાં પવિત્ર ગીતા તણાં અમ જીવન રસ ભીનાં કરે;
સ્વર વેણુંનો વ્યાપી રહી, અમ જીવનમાં અમી રસ ઝરે.
અથડાઇ જે હૃદયે જીવન, વિલસે અહા! આહલાદમાં;
બ્રહ્માંડ આ નાચી રહ્યું, એ અમર વેણું નાદમાં.

## ૧૨

સખિ! આનંદ આજે ઉર, આનંદ આનંદ છે;
પામી વિભુવર સુન્દર અરૂપ પરમાનંદજ છે.
વિભુવરનુ દર્શન કરતાં તો દેહનું ભાન હું ભૂલી રે;
દિવ્ય સ્વરૂપ નિરખતાં ઘેલી, દિવ્ય સૃષ્ટિમાં ડૂલી.
આનંદ આનંદ છે: ૧
પ્રેમસિન્ધુને તીરે ઉભો, બંસી મધુર બજાવે રે;
જ્ઞાન ઝરણુ ઝરતાં જીવનમાં, વ્યક્ત સૃષ્ટિ વિસરાવે.
આનંદ આનંદ છે: ૨
ભૌતિક ઐહિક જગ ઇચ્છાઓ અજ્ઞાન બંધન તૂટે રે
માયા તો અવશેષ રહે ના મસ્ત વિભુરસ લૂટે.
આનંદ આનંદ છે: ૩
કર્મ ઓઢણું ફેંકી દઇને મસ્ત બની વિભુ ધ્યાને રે;
સાચુ સુખ અનુભવ્યું મેં તો ગાતાં અદ્વૈત ગીત ગાને.
આનંદ આનંદ છે: ૪
દેહાધ્યાસનાં વસ્ત્ર વિભુએ તરત ખેંચી લીધાં રે;
જ્ઞાનામૃતમા રસબસ થાતાં પરમાનંદ રસ પીતાં.
આનંદ આનંદ છે: ૫
દીવ્ય સ્વરૂપ એ વિભુવરનું તે, તેજસ્વરૂપ હું એ છું;
"હું ને તું" એ દ્વૈત ગયું ડૂબી, एकोहम છે હું ય.
પરમાનંદજ છે: ૬

## ૧૩

આનંદ વહે રે પરમાનંદ વહે, દિલદાર સંગે રમતાં આનંદ વહે.
સ્થૂલ ઉપાધિ બધી દીધી છે ફેંકી;
પ્રેમનાં પિયુષ અંતર બાહેર ઝરે. દિલદાર૦
પરમાનંદ ક્રીડા થાતી, આત્માનંદ સંગે;
જ્ઞાન–ઝરણુનાં મોતી ઝરે. દિલદાર૦
બંસી બજાવે રસીયો, કરે રાસ ક્રીડા
સર્વત્રમાં આત્મ કૃષ્ણુ રમે. દિલદાર૦
અમૃતમાં સ્નાન કરતાં, રસબોળ બનતાં;
પરમાનંદ મસ્ત ઘાયલ ફરે. દિલદાર૦

## ૧૪

મુરખડા શાને કરે મારૂ મારૂ,
તલભાર નથી કાંઇ તારૂં.—ટેક
આ...જગની સગાઇઓ છે ખોટી!
તેમાં આશાઓ બાંધે તું મોટી!
અંતે બળી જાવું થાવું રાખોડી! મુરખડા૦
કામ-ક્રોધ ગુમાન બહુ રાખે,
જરને માટે દીનનાં ગળાં કાપે;
અંતે ધૂળમાં ભળી બધું જાયે. મુરખડા૦
ન્યાય નીતિના પથને ભૂલ્યો,
નીચા વિષયો માંહી ડુલ્યો;
અંતે અધવચ રસ્તે ઝુલ્યો. મુરખડા૦
નહિ જ્ઞાન દૃષ્ટિથી વિચાર્યું,
હું જે કરૂં છું તે કોના સારૂ;
વળી મૃત્યુ આવે પરભાર્યું. મુરખડા૦

## ૧૫

શુ કર્યું કિર્તન ગાઇને રે તેં શું કર્યું કિર્તન ગાઇને
સમઝ્યો નહિ ચતુરાઇને રે તેં શું કર્યું કિર્તન ગાઇને.
તંબુરા નરઘાંની સાથે મીલાવી; ગાયે જુદા જુદા રાગને રે;
કરતાલ આડમ્બર બહુ પેરે કરતો, જાણ્યા નહિ વિભુરાયને રે.
ભક્ત બની ઉપદેશ બહુ દેતો, તારૂ સુધાર્યું નહિ કાજને રે;
બ્રહ્મજ્ઞાનમાં શૂરો પૂરો થાતો, પણ રહ્યો તું અજાણમાં રે;
નિર્ગુણ સગુણની વાતોમાં ડાહ્યો, અધવચ લટક્યો અજ્ઞાનમાં રે.
પરમાનંદ સ્વરૂપ બની જા, 'તત્વમસિ' તુજ પાસમાં રે;
તેં શું કર્યું કિર્તન ગાઇને.

## ૧૬

કલિયુગે કિર્તન કિરતાર રે, વ્હાલો મારો ઝટ રીઝે,
એક શ્રીહરિનામ આધાર રે, વ્હાલો મારો ઝટ રીઝે.
કોઇ જીવને દુઃખ ના દેવું રે, ,,
સદા સાચુ પ્રભુ સાખ કે'વું રે, ,,

સુખી થાશે કાં જીવ એમ કરવું રે, વ્હાલો મારો ઝટ રીઝે.
નીતિ રીતિ ન્યાયે આચરવું રે, ,,
પરનિંદા કપટ પરહરવું રે, ,,
કામ ક્રોધ ને લોભથકી ડરવું રે, ,,
ધૂળ પરધન માત પરનારી રે, ,,
દેવ–સંતદર્શન સુખકારી રે, ,,
સતસંગ ભજનમાં જાવું રે, ,,
પ્રેમભક્તિમાં તરબોળ થાવું રે, ,,
હરનિશ ગોવિંદ ગુણ ગાવા રે, ,,
સત, સેવાએ હરિરૂપ થાવા રે, ,,
રામ રામ રટો મસાર રે, ,,
એ જ માર્ગ છે તારણહાર રે, ,,
રણછોડ કહે કરજોડ રે, ,,
પરમાનંદે પૂરણ થાય કોડ રે, ,,

૧૭

વ્હાલો મારો જમનાજીને તીર વગાડે રૂડી વાંસળી રે લોલ.
સુણતાં નાદ અરણ્યની માંય કે ડગમગ નીસરી રે લોલ. ૧
વ્હાલો મારો કદમ વૃક્ષની છાંય, ઉભો પગ ટેકવી રે લોલ.
સુંદર મોર મુકુટ શિર ધાર્યો કે, કેશ છૂટા મૂકી રે લોલ. ૨
વ્હાલે મારે પીતાંબર પહેર્યું ને ગળે ફુલહાર છે રે લોલ.
કાને ઝગમગ કુંડળ લળકે શોભા અપાર છે રે લોલ. ૩
વ્હાલે મારે કેશર ચંદન કસ્તુરીનું તિલક કર્યું રે લોલ.
હસતું વદન કમળ મંદમંદ, કે ગમ મનડું હર્યું રે લોલ. ૪
વ્હાલે મારે બંસી કેરા નાદમાં મુજને લીન કરી રે લોલ.
કાયા, ઇંદ્રિયો મન સર્વનું ભાન હું વિસરી રે લોલ. ૫
વ્હાલા મારા તુજ વિના નવ દિસે આપપણું તો ટળ્યું રે લોલ.
દેહાધ્યાસ ટળે સત્ ચિત્ આનંદમાં મન મળ્યું રે લોલ. ૬
વ્હાલા મારા વ્હાલામય બ્રહ્માંડ, બધે વહાલો દીસે રે લોલ.
નિરખું હૃદય મંદિરની માંય, અહા! વ્હાલો હીસે રે લોલ. ૭
વ્હાલા મારા તુજ વિના નવ દેખું કૃપા કર એટલી રે લોલ.
રણછોડ પરમાનંદ બલિહાર, કહું શું કેટલી રે લોલ. ૮

૧૮

શ્રી કૃષ્ણજી! શરણં મમ
દિલદારજી! શરણં મમ
ટાળો હૃદય અજ્ઞાન તમ શ્રી કૃષ્ણજી શરણં મમ
મારૂં ગણાતું જે ખરૂં,
તન ધન બધું અર્પણ કરૂં.
તુજ નામ પર ઓવારી જઉં, શ્રી કૃષ્ણજી શરણં મમ
તાર્યા ઘણાંને તારતા,
અંત પાપીને પણ ઠારતા,
શરણાંગતોને પાળતા, શ્રી કૃષ્ણજી શરણં મમ.
જેવા ગણો તેવો પ્રભુ!
શરણે તમારે હું વિભુ!
તરછોડશો ના હે પ્રભુ! શ્રી કૃષ્ણજી! શરણં મમ.
નિજ દાસ પર દયા દાખજો
ભક્તિ તમારી આપજો
શરણે તમારે રાખજો, શ્રી કૃષ્ણજી! શરણં મમ.
છેલ્લી વિનંતિ તુજને,
રાખો ચરણમાં મુજને;
નત ચાહું માયા ગુંજને, શ્રી કૃષ્ણજી! શરણં મમ.

૧૯

બતાવો કોઈ મીરાંનો મારો શ્યામ
તીર્થ મંદિર મેં જઈ શોધ્યો રે
મળ્યો અંતરમાં ઘનશ્યામ. બતાવો૦
પ્રેમબાણ દઈ ગયો, હૃદય ઉછાળી ગયો;
તનડું હલાવી ગયો, જીવનનો વિશ્રામ. બતાવો૦
મનડું ચકડોળે ચઢે, શુદ્ધ શાન નહિ જડે;
ભાન ભૂલી હવે હું તો બની ગઈ બેફામ. બતાવો૦
વિરહ વ્યથા સતાવે ખાનપાન નહિ ભાવે;
હવે તો લાગી છે લગની જોવા દિલદાર. બતાવો૦
રોતાં આંખો લાલ થાતી, દુનિયા નિશાખોર કહેતી;
નિશ વ્યાપી લાલાની હું બની લાલાલાલ. બતાવો૦

સ્નેહોદધિમાં સ્નાન કરી, તાપ પાપ સૌ હરી;
ગાતી ગાતી કરતી જગમાં પરમાનંદ ગાન. બતાવો૦

૨૦

જીવતાં મુઓ રે મુરખ! જીવતાં મુઓ,
ભજ્યા નહિ ભગવાન, મુરખ! જીવતાં મુઓ.
પુણ્ય કર્યાનું પાડોશીને, ત્યાં આડો ફર્યો;
ધન ધામ ધરા મેલી, એકલો ગયો;
ભજ્યા નહિ ભગવાન! ૧
આપ્યું નહિ લીધું સૌનું, યજ્ઞ ના કર્યો,
હરિકથા તો વસમી લાગે, ભુત જેમ ભમ્યો.
ભજ્યા નહિ ભગવાન! ૨
કુળની માળા કોટમાં પહેરી, ભા' જની ફર્યો,
લક્ષ્મીપતિનું શરણુ છોડી, સ્વાર્થમાં રમ્યો.
ભજ્યા નહિ ભગવાન! ૩
જ્ઞાન વૈરાગ્ય ના ગમે સંસારને મોહ્યો,
આવો અમૂલ્ય માનવ જન્મ હાથથી ખોયો.
ભજ્યા નહિ ભગવાન! ૪
રાજા શ્રીમંત શેઠ બની ગરીબને દમ્યો,
જેવું વાવશે તેવું લણુશે નર્કમાં પડયો.
ભજ્યા નહિ ભગવાન! ૫

૨૧

જીવન જો જાય છે તારૂં, વિચાર્યું કંઇ જીવન સારૂં.
ગીતાજી એજ શીખાવે, જીવન ઉજાળશો કયારે?
બનાવી બંગલા બાગો, ઉજાળો બાહ્ય સૃષ્ટિને,
હવે અંતરની ઉજ્વળતા, પ્યારા ચકટાવશો કયારે?
વિદેશી મોહને ત્યાગી, વિદેશી વસ્તુને ત્યાગી,
સ્વદેશી હિતમાં લાગી, જીવન દીપાવશો કયારે?
અરે જે આત્મા અમર છે, મુવેલો તેને ધારીને,
કરો છો "કાણુમાંકણો," તેને અટકાવશો કયારે?
વ્યવહારિક ખર્ચના ભોગે, ગરિબાઇ થતી ચાલી,
અનીતિ ખર્ચના બોજા, હવે ઉતારશો કયારે?

કરાવી લગ્ન બચપણમાં, કસાઇ સમ પિતા થાવો,
અરે એ બાળ લગ્નોની, છૂરી અટકાવશો ક્યારે?
તમારાં ધર્મ કર્મોથી, તમારાં ન્યાય નીતિથી,
તમારી આત્મ શ્રદ્ધાથી, ભારતી ગાજશે ક્યારે?
રૂઢીનાં બંધનો કાપી, હૃદયના પાપને બાળી,
ભલેરૂ રામ રાજ્ય સ્થાપી, દીપાવો દેશ અત્યારે?

## ૨૨

વાગે છે રે વાગે છે ગીતાની બંસી વાગે છે.
એનો ધ્વનિ બ્રહ્માંડ ડોલાવે છે. ગીતાની૦
નાદ સૂણીને "હું" ગયું નાસી,
માયાનાં બંધ બધાં કાપે છે. ગીતાની૦
કર્મ ભક્તિનો બોધ પામીને,
ત્રિવિધ તાપ હવે ભાગે છે. ગીતાની૦
સંસાર સ્વપ્નમાં સુખ દીઠું ના'વે,
પ્રભુ સુખમાં મન રાચે છે. ગીતાની૦
મસ્ત બનીને પ્રભુ ગુણ ગાતાં,
પરમાનંદ રસ ગાજે છે. ગીતાની૦

## ૨૩

આવો પ્રભુ રસ ઝીલીયે પી પ્યાલી રે.
સુણો સેવા મંડળનાં જ્ઞાન, નીદ્રા ટાળી રે.
અજર અમર આ આત્મા, જોને ભાળી રે.
નહિ જન્મમરણનો શોક, આંખ ઉઘાડી રે.
રડવા કુટવાની ભાવના, દો ટાળો રે.
કરો અંતર તણો ઉજાસ, પાપો બાળી રે.
જુવાની જબર દિન ચારની, જુ વા ની રે.
કરો કોટી ભલેને ઉપાય, નહિ રોવાની રે.
વધ્યા ખર્ચને વધીયા રોગ, આ પાયમાલી રે.
બહુ ગરીબ પ્રજાને દુઃખ, ટાળો સુધારી રે.
ચેતો ચેતો ચેતાવું આજ, જુઓ જાગી રે.
કરો જીવન તણો વિચાર, બંસી વાગી રે.

૨૪

ધન્ય ઘડી આજ આવી, જયન્તિ કૃષ્ણચંદ્રની.
જયન્તિ કૃષ્ણચંદ્રની, જયન્તિ કૃષ્ણચંદ્રની. ધ્રુ૦
ભુમી ભાર ઉતારવા, ધર્મને સંસ્થાપવા;
ધારણ કર્યો અવતાર, જયજય કૃષ્ણચંદ્રની. ૧
આર્ય જીવનમાં વસી, આદર ઘેર ઉજાળી;
ગૌસેવાનું વ્રત ધાર, જય જય કૃષ્ણચંદ્રની. ૨
દિવ્ય તેજને પ્રકાશી, ઝેરી કાળીનાગ નાથી;
આત્મભાવ પ્રકટાવનાર, જય જય કૃષ્ણચંદ્રની. ૩
ઇંદ્રનું અભિમાન હરી, ગિરિ ગોવર્ધન ધરી;
ગોકુળપ્રજાના પ્રાણાધાર, જય જય કૃષ્ણચંદ્રની ૪
અઘાસુર પુતના મારી, કંસને નાખ્યો વિદારી;
ભારતસમાજ ધારણહાર, જય જય કૃષ્ણચંદ્રની. ૫

૨૫

દહાવો કામદહન હોળી,
વિષય પ્રપંચને રોળી.
કાષ્ટ બાળી હોળી પ્રકટાવી, મંત્ર પૂજન પણ કીધી
શ્રેય સાધ્યું શું હોળી યજ્ઞે, જીવનશાન્તિ શું લીધી.
કહો શું ઉન્નતિ ખોળી? ૧
ધર્મ ધર્મ ને પંથ પંથની, ધર્માંધતા ટાળી;
एकं सद्विप्रा बहुधा वदन्ति, એ વેદ વાક્ય પોકારી;
ગજાવો અહીં જ્ઞાન ગોળી? ૨
રંગ રાગમાં બહુ વિશ્વ ખેલ્યા, ના દેશોન્નતિ ભાળી;
બાહ્ય રંગને દૂર કરીને, અંતર રંગ ઢાળી.
નિહાળો દિવ્ય આત્મજ્યોતિ ૩
સત્યવીર પ્રહ્લાદ સમ, અડગતા ધારી;
તોડી આસુરી બલ જાળને, સ્વાર્થને સંહારી.
દ્યો જીવનને જીવી. ૪
અધમ વિષયની ધૂન ઉપડાવી, ભરી જ્ઞાન પીચકારી;
કામ ત્યાગનો રંગ લગાવી એકતા ધર્મ પોકારી.
ગજાવો ધૂળેટી હોળી. ૫

૨૬

અકળ વિકળ પ્રભુ નામ તમારૂ સાચા જગમાં શ્રી ભગવાન,
સાચા જગમાં શ્રી ભગવાન ભજતાં બેસે ના કંઇ દામ.
ધામ ધરા ધન કામ ન આવે મુરખ તજ મિથ્યા અભિમાન.
મુરખ તજ મિથ્યા અભિમાન સાચા જગમાં શ્રી ભગવાન.
સુત વીત્ત દારા સ્નેહી સંબંધી કરશે ના તારૂ કલ્યાણ
કરશે ના તારૂ કલ્યાણ મુરખ તજ મિથ્યા અભિમાન.

૨૭

## જીવન મંત્ર

સંસારમાં વસવા છતાં, પણ કર્મ ના લેપાવજે,
કમળવત સ્થિતિ ગ્રહી. ભવાબ્ધિ પાર પહોંચી જજે.
પરોપકાર એ પુણ્ય ને, પરપીડા પાપ તું જાણજે,
તુજ સ્વાર્થને કાજે કદાપિ, અહિત કોનું નું ના લાવજે.
ઉર ગગનાવિન ! હવે તું પરમાનંદે ખેલજે,
હરિ ૐ તત્સત્ ૐ તત્સત્ ૐ તત્સત્ જાપજે ટેક
નિંદા અને સ્તુતિ વળી, કિર્તિતણી ગણના નથી.
કર્તવ્યનું ફળ છે નહિ, તે જાણવા ઇચ્છા નથી.
સર્વત્ર પ્રેમ પ્રસારવા જગમાંહી શાન્તિ સ્થાપવા.
ધારણ થયો છે જન્મ આ, પરમાનંદ રેલાવવા!
એ ધારણથી કર્મ કરનો, જીવન મંત્ર ઉચ્ચારજે! હરિ ૐ
મનમાં ઉપજતી કામનાઓ, વાસના સંહારજે!
ઘેરી રહ્યા છે તુજને તે, ષડરિપુને મારજે.
પરહિત કરતો કર્મ કરજે, બંધનોને તોડજે.
ફળની નહિ પરવા કરી, પરમાત્મામાં ચિત્ત જોડજે.
જે જે કરે તે કાર્યમાં, સર્વત્રમાં પ્રભુ દેખજે. હરિ ૐ
જે વાવશે તેવું જ લણશે. કરશે તેવું પામશે.
કોય બીજ વાવી કદી ના, આમ્ર વૃક્ષ નીપજશે.
પરિણામ ઉત્તમ કાર્યનું, ઉત્તમ સદાએ આવશે.
બંધન બધાં છેદન કરી, પ્રભુ ભાવથી ભરી લાવશે.
आत्मवत् सर्व भूतेषु એ ભાવનાથી સ્થિર થજે. હરિ ૐ

જે મુક્તિની તું શોધમાં, ફરતો સદા સ્થળ સ્થળ વિષે,
આલોક કે પરલોકમાં, વળી તિર્થ પુસ્તક મંદિરે.
છે મુક્તિ તારી પાસમાં, તું મુક્ત ને સ્વતંત્ર છે.
"તે તુંજ છે તે તુંજ છે," નિર્લેપ ને નિર્બંધ છે.
જે વાસનાથી બદ્ધ છે, તે વાસના સહારજે, હરિ ૐ
જે કર્મજાળ પ્રસારતો, તે કર્મથી બંધાય છે.
સુખ દુઃખ થતાં ગભરાઇ પાછો કર્મમાંહી ફસાય છે.
અજ્ઞાન વિષમ જાળને, હણવા ધર્યો આ જન્મ છે.
જે સ્વરૂપમાં સ્થિર થાવું, એ જ જીવન કર્મ છે.
આનંદનો આનંદ તે, તુ પરમાનંદ સ્વરૂપ છે. હરિ ૐ
છે નામ જાતિ ભેદ વિહિન, તે જ આત્મા તું જ છે.
અસ્તિત્વધારી કોઇ પણ નહિ, આત્મથી જે ભિન્ન છે.
જ્યાં સર્વ આત્મા એક છે, ત્યાં ભિન્નતા ક્યાંથી રહે.
અમે એક છે સૌ એક છે, એ એકતાનો મન્ત્ર છે.
એ એકતાના મંત્ર બળથી, તાપો ત્રિવિધ સમાવજે. હરિ ૐ
વિશ્વની રે મધુરે સ્વરે, બંસરી વાગી રહી.
અનુપમ ગીતાના જ્ઞાનના, સ્તોત્રો ભરી ગાજી રહી.
એ નાદના પડઘા હવે તુજ, જીવનમાંહી રેલાવજે.
દ્રઢતાને શુદ્ધ ચારિત્ર્યથી સ્વતંત્રતામાં મહાલજે.
નિષ્કામ કરતો બન્ધ હણજે, પરમાનંદે ખેલજે હરિ ૐ

## ૨૮

## ધ્યાન

ન માતા ન પિતા ન ભ્રાતા ન મિત્રો,
ન વ્હાલાં સંબંધી ન સગાં સહોદરો;
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું,
चिदानंद रुपम् शिवोहम, शिवोहम. ટેક

ન આશ્રમ ન અહન મઠની ઉપાધિ,
ન પક્ષપાતી ન વિપક્ષપાતી;
સદા નિત્ય શાશ્વત્ અજન્માય હું છું. चिदानंद

ન વર્ણ જાતિ ન કુલ પ્રતિષ્ઠા,
ન બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રા;
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું ચિદાનંદ૦
ન ભોક્તા ન ભોગ્ય ન હું ભોગરૂપે,
ન રોગી ન ભોગી ન યોગી સ્વરૂપે;
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું. ચિદાનંદ૦
ન જ્ઞાની ન ધ્યાની ન ત્યાગી ન સંગી,
ન ગુરૂ ન ચેલા ન દંડી ન પંથી;
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું ચિદાનંદ૦
ન નિયમી ન વિનિયમી ન દ્વેષી ન રાગી,
ન ધર્મી વિધર્મી અધર્મી સુધર્મી;
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું. ચિદાનંદ૦
ન જન્મ દેહેન્દ્રિય બુદ્ધિરસ્તિ!
ન ભૂમિરાપો ન ચ વહ્નિરસ્તિ,
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું. ચિદાનંદ૦
ન શસ્ત્રો ન છેદે ન અગ્નિય બાળે,
ન પાણી પલાળે ન વાયુ સુકાવે;
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું. ચિદાનંદ૦
ઇન્દ્રિય મનથી ન જાણી શકાતો,
અચિન્ત્ય અવ્યક્ત અનુભવાતો;
સદા નિત્ય શાશ્વત અજન્માય હું છું. ચિદાનંદ૦

# ગીતા મન્ત્રો

( ગીતા અ. ૨, શ્લોક ૫૪ થી ૭૨ સુધી )

**અર્જુન બોલ્યા:**

સ્થિતપ્રજ્ઞ મનુષ્ય જે, રીતિ કેવી ચાલતા:
લક્ષણ કયાં ભાષા કયી, હે કેશવ! શું બોલતા. ૫૪

**શ્રી ભગવાન બોલ્યા:**

વૈરાગ્ય મનમાં ઉપજી, સૌ કામનાઓ ત્યાગી દે;
નિજાત્મમાં સંતુષ્ટ રહે, હે પાર્થ! તે સ્થિતપ્રજ્ઞ છે. ૫૫

ઉદ્વેગ દુઃખમાં રજ નહિ, સુખની જરા પરવા નહિ;
ભય, રાગ, ક્રોધ છુટી ગયા, મુનિસ્થિત કહેવાયે સહિ. ૫૬

વળી શુભ કે અશુભ પ્રત્યે, નહિ હર્ષ કે નહિ દ્વેષ છે,
આસક્ત નહિ કોઇ વસ્તુમાં, તેની જ બુદ્ધિ સ્થિર છે. ૫૭

નિજ અંગને સૌ બાજુથી, જેમ કૂર્મ સંકુચિત કરે:
ત્યમ વિષયેન્દ્રિય જે સમેટે, તેની જ બુદ્ધિ સ્થિર છે. ૫૮

નિરાહારી મનુષ્યના, વિષયો કદી છુટી શકે;
પણ પરમાનંદ અનુભવીની, રસબુદ્ધિ એ નિવૃત્ત થશે. ૫૯

તેથી જ હે કૌન્તેય જો! જે ફક્ત ઇન્દ્રિય રોકશે!
વિદ્વાનના મનને પરાણે, ઇન્દ્રિયો વિષયમાં લઇ જશે. ૬૦

રાખી સંયમ ઇન્દ્રિય રે, મમ સાથ યોગી ચિત્ત જોડીને;
મન સાથ ઇન્દ્રિય વશ થતી, પ્રતિષ્ઠિત બુદ્ધિ તેની છે. ૬૧

ચિન્તવન થતાં વિષયો તણું, વિષયોથી આસક્તિ થયે!
આસક્તિ વધતાં કામ જાગે, કામનાથી ક્રોધ છે. ૬૨

ક્રોધથી સંમોહને, સંમોહ સ્મૃતિ ભ્રમ કરે!
સ્મૃતિ ભ્રંશ બુદ્ધિનાશથી, થાતો પુરુષનો નાશ રે. ૬૩

પણ રાગ દ્વેષ વીતી ગયા, નિજ મન પરે સંયમ કરે.
ભોગેન્દ્રિય સ્વાધિનથી, શાન્તિ છતાં યે ભોગવે. ૬૪

સર્વે હણાતાં દુઃખડાં, પ્રસન્ન શાન્તિવાનનાં;
શાન્ત ચિત્તથી તરત તેની, થાતી બુદ્ધિસ્થિરતા. ૬૫

બુદ્ધિ થતી નથી સ્થિર જે, અયુક્ત ભાવના હીન છે;
બુદ્ધિ નથી, નથી ભાવના, શાન્તિ નથી સુખ કયાંથી છે? ૬૬

જેમ વાયુ નાવડી ખેંચતો, ત્યમ ઇન્દ્રિયાધિન મન છે;
તે મન અયુક્ત મનુષ્યની, બુદ્ધિ હરી લઇ જાય છે. ૬૭

તે માટે હે મહાબાહો, મનની વિરક્તિ પામીને;
મન, ઇન્દ્રિય સંયમ થતાં, તેની જ બુદ્ધિ સ્થિર છે. ૬૮

સર્વ ભૂતની જે નિશા, ત્યાં સંયમી જાગૃત રહે!
જયાં જાગૃતિ સૌ ભૂતની, એ રાત્રિને મુનિઓ જુએ. ૬૯

સમુદ્રમાં જળ સૌ સમાતાં, મનકામનાઓ સમાય છે;
તેજ શાન્તિ પામતા, ન વિષય ભોગીને ય છે. ૭૦
જે કામનાઓ વિદારીને, નિસ્પૃહ બનીને વિચરે;
અહંકાર ને મમતા વિનાના, તેજ શાન્તિમાં વસે. ૭૧
હે પાર્થ તે છે બ્રાહ્મીસ્થિતિ, ના મોહવશસ્થિત જન થતા;
અંત કાળે પણ સ્થિર સ્થિતિમાં, બ્રહ્મનિર્વાણને પામતા. ૭૨

ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतंगमय ॥
ॐ सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । माविद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

આનંદ! આનંદ!! પરમાનંદ

## સંવત ૧૯૮૪ના દ્વિતીય શ્રાવણ સુ. ૧ થી ભાદરવા વદિ ૦)) સુધીનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૦-૧-૦ | પાછલી શિલક | ૬૨-૦-૦ | છપામણી ખર્ચ ભક્તિયોગ પત્રિકાના |
| | ૧૫-૦-૦ પત્રિકા માટે અનામત | ૬-૦-૦ | પોસ્ટ ખર્ચ |
| | ૫-૧-૦ ચાલુ શિલક | ૦-૦-૬ | ઇતર ખર્ચ |
| ૫૨-૦-૦ | સભાસદોના લવાજમના | ૪૬-૦-૬ | શ્રી જણસે |
| ૪૨-૦-૦ | પરચુરણ મદદ | | ૧૧-૦-૦ સભાસદોના બાકીલેણા |
| | | | ૧૫-૦-૦ પત્રિકા માટે અનામત |
| | | | ૨૦-૦-૬ ચાલુ શિલક |
| રૂ. ૧૧૪-૧-૦ | | રૂ. ૧૧૪-૧-૦ | |

સોમાભાઈ આશાભાઈ પટેલ
મન્ત્રી, વેદાન્ત સમાજ
બાકરોલ
( વાયા આણંદ )

# વેદાન્ત સમાજના સભાસદોની યાદી

( પત્રિકા નં. ૭ થી ચાલુ )

૪૧ પા. મગનભાઇ વાઘજીભાઇ, ભાદરણ
૪૨ ડૉ. બાલાશંકર ત્રિભોવનદાસ, સાંઢાસાલ
૪૩ કાછીઆ કિર્તન–મંડળ, કાલોલ
૪૪ બાઇ હીરા, તે આશાભાઇ બેચરભાઇનાં વિધવા, સાંઢાસાલ
૪૫ પા ઝવેરભાઇ દાજીભાઇ, વરસડા
૪૬ બાબરભાઇ લક્ષ્મીદાસ, મુવાલ
૪૭ પા. મોતીભાઇ દાજીભાઇ, સાંઢાસાલ
૪૮ પા. પુરુષોત્તમ મથુરભાઇ ,,
૪૯ પા. ભુલાભાઇ રણછોડભાઇ ,,
૫૦ શા. જેઠાલાલ નાથજી ,,
૫૧ શા. જેઠાલાલ છગનલાલ ,,
૫૨ શા. ગરબડદાસ ગોવિંદદાસ ,,
૫૩ કલાલ મથુરભાઇ દ્વારકાંદાસ ,,
૫૪ શા. છગનલાલ સાંકળચંદ ,,
૫૫ પા. દેસાઇભાઇ રણછોડભાઇ, ડેસર

પત્રિકા મળવાનું સ્થળ : ( ૧ ) વેદાંત સમાજ, બાકરોલ
( વાયા આણંદ )

( ૨ ) શ્રી સાંઢાસાલ ધર્મસેવા મંડળ,
સાંઢાસાલ
( વાયા સમલાયા )

પત્રિકા મંગાવનારે ટપાલ ખર્ચ મોકલી આપવો.

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ
પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૨૬–૧૦–૨૮